આ દાવપેચમાં આ લોકો સો ટકા સફળ થઈ ગયા. જે આપણે આપણી આંખો સામે જોઈ રહ્યા છીએ અને હદીષ શરીફમાં પણ છે કે, "શર્મ એ ઈમાનનો એક ભાગ છે." *(બુખારી શરીફ)* અને બીજી હદીષમાં પણ અલ્લાહ તઆલાના રસૂલ (સલ.) ફરમાવે છે કે, "જ્યારે તારા અંદરથી શર્મ અને હયા નીકળી જાય, તો તું જે ચાહે તે કર." *(બુખારી શરીફ : ૨/૯૦૪)*

આપણા માટે કેટલા અફસોસની વાત છે કે, "જે કૌમોએ હંમેશા ઈસ્લામને મિટાવવાની અને નાકામ બનાવવાની દરેક જમાનામાં કોશિશ કરી, મુસલમાનો પર જુલ્મો કર્યા, તેમના વિરૂદ્ધ ષડયંત્રો રચ્યાં, જુલ્મનો કોઈ તરીકો બાકી નથી રાખ્યો, આજે પણ આપણે જોઈ રહ્યા છીએ કે, તેઓ મુસલમાનો સાથે કેવો વર્તાવ કરી રહ્યા છે. મુસલમાનો માટે સોચવાનું મકામ છે. આટલું બધું થયા પછી પણ તેમના તરીકા પર ચાલવામાં ગર્વ અનુભવે છે ! આ તો બેગૈરતીની વાત છે. અને સામેવાળી કૌમને જુઓ, જ્યારે ભારત પર અંગ્રેજોએ કબ્જો કર્યો, મુસ્લિમ મુઘલ બાદશાહોનો જે પહેરવેશ હતો, ઈમામહ (સાફો) અને ખાસ પ્રકારનો જભ્ભો, આ લિબાસને અંગ્રેજોએ પોતાના નોકરો, ચોકીદારોને પહેરવા પર મજબૂર કર્યા. આવું કેમ કર્યું ? ફક્ત એટલા માટે જ કે તેનાથી મુસલમાનોને ઝલીલ કરે અને બતાવે કે અમે તમારા બાદશાહોનો પહેરવેશ અમારા ચોકીદારો અને નોકરોને પહેરાવીએ છીએ. આપણાં માટે કેટલા અફસોસની વાત છે કે, આપણે ઘણા શોખ અને ગર્વથી તેમનો પહેરવેશ પહેરીએ છીએ !

## ગુસ્સો : શયતાનનો હુમલો :

એક રિવાયત મુજબ અલ્લાહ પાકના રસૂલ (સલ.)એ ફરમાવ્યું કે, પાછલા પયગમ્બરોમાંથી કોઈ એક પયગમ્બર સાથે શયતાનની વાતચીત થઈ. આ એક લાંબી રિવાયત છે, તેનો એક અંશ નીચે મુજબ છે :

"શયતાને કહયું, તમે મારાથી કેવી રીતે બચી શકશો ? પયગમ્બરે જવાબ આપ્યો, ખુદાના સોગંદ ! જ્યારે પણ મને તારા તરફથી કંઈક ગરબડ થતી હોય એવુ લાગ્યુ ત્યારે મેં તારાથી બચવા માટે અલ્લાહપાકની

પનાહ (આશ્રય) માંગી. અલ્લાહના દુશ્મને (શયતાને) કહયું, તમે સાચુ કહયું. તેના વડે જ તમે મારાથી છૂટી શકો છો. પછી પયગમ્બરે કહયું : તુ મને બતાવ કે, તુ કોની મદદથી ફરી માણસ પર ચઢી બેસે છે ? શયતાને કહયું : ગુસ્સા અને ઈચ્છાપૂર્તિ (ખ્વાહિશ) વડે.'' *(તફસીર ઈબ્ને કષીર ૨/૫૫૧)*

આનાથી જાણવા મળ્યું કે, માણસ જ્યારે ગુસ્સામાં હોય છે, અથવા જે સમયે તેની પર મનેચ્છા સવાર થઈ જાય ત્યારે તે શયતાન માટે અસુરક્ષિત (Vulnerable) બની જાય છે. આવી દરેક સ્થિતી શયતાન માટે હુમલો કરવાનો માર્ગ મોકળો કરી આપે છે.

આવી નાજુક પરિસ્થિતિનો લાભ લઈ શયતાન માણસને શિકાર બનાવે છે. અને તેને જન્નતની દિશાથી ફેરવી જહન્નમની દિશામાં ચલાવવા માંડે છે.

માણસે સૌથી વધારે પોતાના જ ગુસ્સાથી તથા ઈચ્છાઓ પાછળ દોડવાથી ડરવું જોઈએ. આ ખતરાથી બચવાનો ઉપાય એ છે કે, જ્યારે પણ આવી લાગણી જન્મે ત્યારે તેને શયતાનનો હુમલો સમજે અને તત્કાળ શયતાનથી ખુદા તઆલાની પનાહ (આશરો) માંગવા લાગે.

**કરજ અને ઈસ્લામ :**

કરજ લેવા બાબતે ઈસ્લામની તા'લીમ (શીખ) એ છે કે જ્યાં સુધી થઈ શકે માણસ પોતાના આત્મ સન્માનની જાળવણી કરે. અને કોઈનાથી કરજ ન માંગે. મોજ-મજા તથા ઐશ-આરામના સાધનો ન મળ્યા હોય તો જાડુ-પાતળુ પહેરી લઈને, સુકૂ-લીલુ ખાઈને જીવન ગુજારે. અલ્લાહપાકનું ફરમાન છે કે, ''અને અમે આ (સારા-માઠા) દિવસો લોકો વચ્ચે ફેરવતા રહીએ છીએ.'' *(૩:૧૪૦)* આ ફરમાનને ધ્યાનમાં રાખી હલાલ રોઝીની તલાશમાં લાગેલો રહે. અલ્લાહ પાકની રહમત (મહેર)થી નિરાશ નહીં થાય. કરજ માંગવાથી એટલા માટે રોકવામાં આવે છે કે, કરજ લેનાર કરજ આપનારની નજરમાં નીચો થઈ જાય છે. અને કયારેક તે સબંધોમાં તિરાડનું પણ નિમિત્ત બની જાય છે. એક અરબી કહેવત મશહુર છે : **અલકરઝુ મિકરાઝુલ મહબ્બતિ.** અર્થાત્ : ''કરજ એ પ્રેમની કાતર છે.'' *(મુફીદુત્તાલિબીન : ૩)*

તે છતાં જો બધા રસ્તાઓ બંધ દેખાય અને કરજ લીધા સિવાય કોઈ છુટકારો ન હોય તો માણસ જરૂરિયાત પુરતું કરજ લઈ શકે છે. તે છતાં બહેતર એ છે કે માણસ પોતાના કોઈ હિતેચ્છુ-નેક ભાઈ પાસેથી કરજ માંગે, જેની અંદર ગુપ્તતા જાળવવાનો ગુણ હોય તથા જે ઉપકાર દર્શાવવાની માનસિકતા ન રાખતો હોય.

કરજ લેતી વખતે પાછું આપવાની નિય્યત રાખે. કારણકે એવા માણસ માટે ખુદા ગૈબના ખઝાનાથી કરજની અદાયગીની વ્યવસ્થા કરી આપે છે. અને જેની નિય્યત શરૂઆતથી જ ખરાબ હોય છે, ખુદાપાક તે માલથી તેને ફાયદો ઉઠાવવાનો મોકો નથી આપતો. અને પછી પણ જો તે કરજ અદા કરવા માંગે છે, તો તેને ખુદાઈ મદદ શામેલ નથી હોતી. કોઈએ સાચું જ કહયું છે : "જેવી નિય્યત તેવી બરકત."

હઝરત અબૂ હુરૈરહ (રદી.)થી રિવાયત છે કે, અલ્લાહપાકના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે, જે માણસ લોકોનો માલ પાછો આપવાના ઈરાદે લે છે, તો અલ્લાહ તઆલા તેના તરફથી અદાયગીની વ્યવસ્થા કરી આપે છે. અને જે હડપ કરવાના ઈરાદે લે છે તો અલ્લાહપાક લીધેલા માલને પણ બરબાદ કરી નાંખે છે. *(બુખારી શરીફ : ૧/૩૨૧)*

અલ્લાહપાકના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ફરમાવ્યું કે, અલ્લાહપાક તે બંદાની મદદમાં ત્યાં સુધી રહેતો હોય છે, જ્યાં સુધી બંદો પોતાના ભાઈની મદદ કરતો રહેતો હોય છે. *(અબૂ દાવૂદ : ૨/૨૭૬)*

એક બીજી હદીષમાં છે કે હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, તમે જમીન-વાળા પર રહમ કરો, આકાશવાળો તમારી પર રહમ કરશે. *(તિર્મિઝી : ૧૨/૧૪)*

જ્યારે કોઈ માણસ કરજ માંગે છે, ત્યારે તેનો મજબૂરીનો સમય હોય છે. અમુક લોકો નાની નાની જરૂરિયાત માટે અન્યો સમક્ષ કરજ માટે હાથ ફેલાવી દેતા હોય છે. નહીંતર સજ્જનો અત્યંત મજબૂરી પછી જ કોઈનાથી કરજ માંગે છે. મજબૂરીનો સમય સહાયનો સમય હોય છે. આવા સમયે કરજ માંગનારની મજબૂરીઓથી ફાયદો ઉઠાવવો અને પાંચના દસ વસૂલ

કરવા અર્થાત્ કરજ પર વ્યાજ લેવું માનવીય હમદર્દીથી અત્યંત વિરોધી બાબત છે. સાથોસાથ શરઈ દ્રષ્ટિએ આ કાર્ય નાજાઈઝ તથા હરામ છે.

હઝરત જાબિર (રદી.) ફરમાવે છે કે, અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે વ્યાજખોર પર ફિટકાર વરસાવી છે. *(મુસ્લિમ : ૨:૨૭)*

હઝરત ઈમામ અબૂ હનીફા (રહ.)થી જો કોઈ કરજ લેતો તો અત્યંત સાવચેતીના લીધે તે માણસની દીવાલની છાંયમાં પણ ઉભા રહેતા ન હતા. જેથી દેવાદારની વસ્તુથી ફાયદો મેળવવાની સ્થિતિ ન સર્જાય. આ સબંધે આપની સમક્ષ એ હદીષ રહેતી : ‘‘દરેક તે કરજ જે નફો અપાવે, તે હરામ છે.’’ *(મિરકાત : ૯/૯૧)*

કરજ પાછું આપી દેવાની જવાબદારી કોઈપણ સંજોગોમાં કરજ લેનાર પર છે. જેમ બને તેમ જલ્દી તથા સારામાં સારી રીત થઈ શકે તે રીતે કરજ ચૂકવી ભાર હલકો કરી નાંખે. અલ્લાહપાકના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ફરમાવ્યું કે, ‘‘તમારામાંથી સૌથી સારો માણસ તે છે જે સારી રીતે કરજ અદા કરનાર હોય.’’ *(બુખારી શરીફ : ૧/૩૨૩)*

દેવાદાર દેવાની અદાયગી માટે બેચેન રહે. જો મુદત પુરી થઈ જાય અને કરજની અદાયગીની વ્યવસ્થા ના થઈ શકે તો લેણદારોથી સંતાઈ કે દૂર રહેવાના બદલે તેનાથી મુલાકાત કરી તેને ઈત્મિનાન અપાવે, અને પોતાની મજબૂરી દર્શાવે.

પરંતુ જો નિર્ધારિત મુદત પર કરજની અદાયગીની સ્થિતિ હોવા છતાં જો કરજ અદા ન કરે, પોતાની જરૂરિયાત પુરો કરતો રહે, અને કરજની અદાયગીમાં આનાકાની કરતો રહે તો એ ખુલ્લો અત્યાચાર છે. અલ્લાહના રસૂલ (સલ.)એ ફરમાવ્યું : માલદાર માણસની ટાળાટાળી અત્યાચાર છે.

દેવાદાર જ્યારે પોતાની નાદારી તથા વિવશતા દર્શાવે તો લેણદારે તેની મજબૂરી જોતાં તેને મહેતલ આપવી એક સવાબનું કાર્ય છે. અને કરજ મૂળ માંથી માફ કરી દેવું એ એનાથી પણ મોટું સવાબનું કાર્ય છે. અલ્લાહ

તઆલાના રસૂલ (સલ.)એ ફરમાવ્યું કે, "જેણે કોઈ તંગીવાળાને મહેતલ આપી અથવા તેનું દેવું માફ કરી દીધું, અલ્લાહપાક તેને પોતાના અર્શની છાંયમાં સ્થાન આપશે."

સામાન્યપણે લોકો કરજ માંગતી વખતે ખુશામતભર્યું વલણ અપનાવે છે, જલ્દી આપી દેવાનો વાયદો કરે છે, કસમો ખાય છે, પરંતુ જ્યાં નિર્ધારિત મુદત પુરી થાય છે, તો લેણદાર સાથે દુર્વ્યવહાર કરે છે. અદ્દલ "ઉલ્ટો ચોર કોટવાલને દંડે" વાળું ચિત્ર હોય છે, જો કે મામલો તેનાથી વિપરિત હોવો જોઈએ.

હઝરત અબૂ હુરૈરહ (રદી.)થી રિવાયત છે કે અલ્લાહપાકના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ફરમાવ્યું : "હકદારને સખત વાત કરવાનો અધિકાર છે." *(બુખારી શરીફ : ૧/૩૨૩)*

બેહતર છે કે કરજ વિશેની બધી બાબતો બે ગવાહોની હાજરીમાં લખી લેવામાં આવે. શરમ રાખવાના કારણે જો લખાણ ન કરવામાં આવે તો આગળ જઈને તકલીફમાં સપડાવવાનો વારો આવી શકે છે. અને કરજ આપનાર કોઈ પુરાવા ન હોવાના લીધે પોતાના અધિકારથી વંચિત રહી જાય છે. કોઈ અકલમંદે ઘણી સારી વાત કરી છે, "રહો ભાઈઓની જેમ અને વ્યવહાર કરો પારકાઓની જેમ." *(અલ મુસ્તત્રિફ : ૧/૭૦)* ભાઈઓની જેમ હળીમળીને રહો, પરંતુ વ્યવહાર કરો તો સાવચેતી એવી રાખો જાણે દૂરની પણ ઓળખાણ ન હોય.

**સમયનું મહત્વ :**

સમયના સર્જનહાર અલ્લાહ તઆલાએ પોતે જ પોતાના સદાબહાર અને જીવંત કુર્આને મજીદમાં સમયની કસમ ખાઈને એની અગત્યતા અને મહત્વતાનું પ્રમાણ આપ્યું છે. એક આખી સૂરત "સમય"ના નામથી નાઝિલ ફરમાવી છે. જેને સૂરએ અસ્ર કહેવામાં આવે છે. કુર્આને પાકની સૌથી નાની સૂરતમાં અલ્લાહપાક ફરમાવે છે : **"સમયની કસમ ! નિઃશંક, માનવજાત નુકસાનમાં જ છે, સિવાય તે લોકો કે જેઓ ઈમાન લાવ્યા**

**અને સદ્‌કાર્યો (સારા કામો) કર્યા, અને એકબીજાને હકની શિખામણ આપી, અને એકબીજાને સબ્રની સમજૂતિ આપી."** અર્થાત્ જે શખ્સ સમયની કદર નથી કરતો અને એને વેડફી નાંખે છે, તે દુનિયા અને આખિરત બન્ને જગ્યાએ સંપૂર્ણ નુકસાનમાં જ રહેશે.

મુહસિને ઈન્સાનિયત, ખાતિમુલ અમ્બિયા હઝરત મુહમ્મદ મુસ્તફા સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ચેતવણી આપતા ફરમાવ્યું છે કે, **"બે નેઅમતો એવી છે કે, જેમાં વધુ પ્રમાણમાં લોકો ધોકામાં જ રહે છે. એક તંદુરસ્તી અને બીજી ફુરસદ (સમય)."** *(બુખારી શરીફ)*

યુરોપની પ્રજાએ 'સમય'ની કિંમત જાણી લીધી છે. તેથી તેઓ જરા પણ સમયને વેડફતા નથી અને એમના સમયને સાચવી લેવાની આ જ આવડતના લીધે યુરોપ-અમેરિકાએ ભૌતિક, આર્થિક અને વૈજ્ઞાનિક ક્ષેત્રે હરણફાળ પ્રગતિ સાધીને સિદ્ધિના સોપાન સર કર્યા છે. અંગ્રેજીની આ કહાવત ઘણી જ પ્રચલિત છે, ''The Time is Gold'' સમય તો સોના જેવી કિમતી વસ્તુ છે, એને વેડફી ન શકાય, એની તો કદર કરીને તેનો સદ્‌ઉપયોગ કરવો જોઈએ.

પરંતુ ઈસ્લામ તો દુનિયાનો સર્વોચ્ચ મઝહબ છે. તેથી જ ઈસ્લામની જીવંત અને સદાબહાર અરબી ભાષામાં જ ''સમય''ની ખરી કિંમત આંકવામાં આવી છે. અરબી કહેવત છે, **"અલ વક્તુ હુવલ હયાત"** સમય તો જીવન સમાન અતિ મૂલ્યવાન વસ્તુ છે. કારણ કે સોનુ અગર ચોરાઈ જાય, ખોવાઈ જાય કે વપરાઈ જાય તો પણ માનવી મહેનત કરીને પાછું મેળવી શકે છે. પહેલાં કરતાં પણ વધુ મેળવી લેવાની શક્યતા છે, પરંતુ સમય તો જીવન સમાન છે કે જેવી રીતે ગુજરી ગયેલું જીવન પાછું મેળવી શકાતુ નથી, એવી જ રીતે પસાર થયેલ સમયને પાછું પ્રાપ્ત કરવું અશક્ય હોય છે.

અલ્લાહપાક આપણને સૌને આ બધી બાબતો વિશે સહીહ સમજ આપે અને સમયની કદર કરવાની તૌફીક આપે. આમીન.



# વર્તમાન શૈક્ષણિક તથા સાંસ્કૃતિક પડકારો બાબતે સહીહ ઈસ્લામી કાર્યપદ્ધતિ અને દિશાસૂચનો

આ સમયે સમગ્ર વિશ્વના મુસ્લિમો માટે ખાસ કરીને ભારતના મુસ્લિમો માટે સૌથી પહેલો ફર્ઝ અને જરૂરી કામ એ છે કે અલ્લાહપાક સાથે તુટેલો સબંધ પુનઃ સ્થાપિત કરવામાં આવે, ગુનાહોથી તોબા કરવામાં આવે, ખુદાતઆલાની સમક્ષ આજીજીપૂર્વક દુઆ કરવામાં આવે.

કુર્આન શરીફ કહે છે કે, ''ધીરજ (સબ્ર) તથા નમાઝ દ્વારા અલ્લાહ તઆલાથી મદદ માંગો. મુસીબતમાં તરફડતા માણસની પુકારનો જવાબ કોણ આપે છે ? અને કોણ તમારા સંકટ દૂર કરે છે ? કોણ તમને અન્ય લોકોના અનુગામી બનાવે છે ? (અલ્લાહ જ વળી) હે મુસ્લિમો ! સાચી પાકી તૌબા કરો. આશા છે કે અલ્લાહપાક તમારા ગુનાહ માફ કરી દે.''

આપ (સલ.)નો નિયમ હતો કે થોડીક પણ ચિંતાની બાબત આવી પડતી, તો આપ તરત નમાઝ માટે ઉભા થઈ જતા. *(અબૂ દાવૂદ)* જયારે ઝડપથી પવન ફૂંકાતો કે સુર્યગ્રહણ અથવા ચંદ્રગ્રહણ થતું તો આપ મસ્જીદ તરફ જલ્દીથી પહોંચી નમાઝ તથા દુઆમાં મશ્ગુલ થઈ જતા.

આ કારણોસર આ સમયે દુઆ અને કુર્આને પાકની તિલાવત, ખાસ કરીને એવી આયતો તથા સૂરતોની તિલાવત કરવી જોઈએ, જેમાં શાંતિ, સમાધાન તથા ફત્હો નુસ્રતની બાબતો બયાન કરવામાં આવી છે. દા.ત. સુરએ ફીલ, કુરૈશ અને આયતુલ્કુર્સી વગેરેનો વિર્દ.

બીજી જરૂરી શર્ત અને તાકીદના પગલા એ છે કે ગુનાહોથી પરહેઝ કરવામાં આવે. અને થઈ ગયેલ ગુનાહોની માફી માંગવામાં આવે. લોકોના હુકૂક (અધિકારો) અદા કરવામાં આવે. આ બાબતે હઝરત ઉમર બિન અબ્દુલ અઝીઝ (રહ.)ના એક ફરમાનનો હવાલો પુરતો છે, જે તેમણે પોતાની ફૌજના એક જનરલને મોકલ્યો હતો. આપ લખે છે....

અલ્લાહના બંદા અમીરૂલ્ મુઅમિનીન ઉમરનું આ સૂચનાપત્ર મન્સૂર બિન ગાલિબના નામે.... દરેક સ્થિતિમાં ખુદાનો ખૌફ (તકવા) બાકી રાખો. કારણ કે તકવો સર્વશ્રેષ્ઠ હથિયાર, અસરકારક યુકિત અને સાચી તાકત છે. અમીરૂલ્ મુઅમિનીન તેમને આદેશ આપે છે કે, તે પોતાની તથા પોતાના સાથીઓની બાબતે શત્રુથી વધારે ગુનાહ (અલ્લાહપાકની નાફરમાનીથી) ડરે. કારણ કે ગુનાહ (પાપ) શત્રુની ચાલબાજીથી વધારે માણસ માટે ખતરનાક છે, અને શત્રુ મુસ્લિમોના ગુનાહોના કારણે તેમની પર ચઢી બેસે છે. જો આપણે અને તેઓ ગુનાહમાં સરખા થઈ જઈશું, તો તેઓ સંખ્યાબળ ના કારણે આપણા પર પ્રભુત્વ મેળવી લેશે. પોતાના ગુનાહોથી વધારે કોઈની દુશ્મનીથી સાવચેત ન રહો. જ્યાં સુધી બની શકે ત્યાં સુધી પોતાના ગુનાહોથી વધારે કોઈ પણ ચીજની ચિંતા ના કરો.

આપણે દીને ઈસ્લામ પર અડગપૂર્વક અમલ કરવો જોઈએ. ધીરજ રાખવી જોઈએ. કુર્આને કરીમમાં છે : ‘‘હે ઈમાનવાળાઓ ! નમાઝ તથા સબ્ર વડે (અલ્લાહપાકથી) મદદ માંગો. સાચે જ અલ્લાહપાક સબ્ર કરનારાઓ સાથે છે’’ *(સૂ.બકરહ્)* અનેક આયતોથી સિદ્ધ થાય છે કે, દીન પર અડગ રહેનારાઓને અલ્લાહ તઆલાની વિશેષ મદદ મળે છે. બલ્કે કેટલીક આયતોથી એવું પણ જાણવા મળે છે કે, વિકટ પરિસ્થિતિનો કોરડો એટલા માટે વીંઝવામાં આવે છે કે, મુસ્લિમોનું ધ્યાન અલ્લાહ તઆલા તરફ થઈ જાય, તેઓ અલ્લાહ તઆલા તરફ પાછા ફરે.

- **હાલની આ પરિસ્થિતિમાં મુસ્લિમો માટે જરૂરી છે કે,** પોતાના બાળકોને ઘરમાંથી કુર્આન શરીફની તઅલીમ, દીનની બુન્યાદી વાતો

તથા અમલો વિશે જાણકારી આપી દેવામાં આવે. આ કામ માં-બાપ કે ઘરના વડીલો કરી શકે છે. ટી.વી; મોબાઈલ, ઈન્ટરનેટ પર પાબંદી લગાવવામાં આવે. ઘરમાં માનસઘડતરનું આ કાર્ય ચાલતાં-ફરતાં થઈ શકે છે. રાત્રે સિરીયલોના બદલે માં-બાપ બાળકોને ઈસ્લામી કહાનીઓ સંભળાવે, તો તેનાથી બહુ મોટું કામ થઈ શકે છે.

- મુસ્લિમોના ૯૫% બાળકો સ્કૂલો કે કોલેજમાં શિક્ષણ મેળવે છે. ત્યાં બિનઈસ્લામી બલ્કે ઈસ્લામ વિરોધી શિક્ષણ આપવામાં આવે છે. તેના તોડ માટે લઘુમતિ શાળાઓ સ્થાપવાની જરૂર છે. સ્કૂલના બિનઈસ્લામી વાતાવરણની અસર ઓછી કરવા માટે મકાતિબની વ્યવસ્થા ઉભી કરી તેને મજબૂત બનાવવામાં આવે.
- આપણી સામાજીક વ્યવસ્થાને ઈસ્લામી રંગ આપવામાં આવે. જ્યાં આપણી વસ્તી છે, ત્યાં **"અમ્ર બિલ મઅરૂફ"** વડે સારો માહોલ બનાવવામાં આવે અને **"નહ્ય અનિલ મુન્કર"** દ્વારા ખરાબ વાતાવરણ દૂર કરવામાં આવે. એવા પ્રોગ્રામ્સ કરવામાં આવે, જેથી મહોલ્લા-વાસીઓ દીનની બુન્યાદી વાતોથી વાકેફ થતા રહે.
- પત્રકારત્વ તથા સાહિત્ય ક્ષેત્રે પણ ધ્યાન આપવામાં આવે. આજનું ઈસ્લામ વિરોધી પત્રકારત્વ લોકોના વિચાર પર જબરો પ્રભાવ પાડી રહ્યું છે. એટલે તેનો વિકલ્પ પુરો પાડવો અને વાચકોની ભૂખ સંતોષવી એ જ સાચો ઉકેલ છે.
- ઉમ્મતની દરેક વ્યક્તિ જેમાં ઉલમાએ કિરામ, મસ્જિદના ઈમામો, વિદ્યાર્થીઓ, ડોક્ટરો, એન્જીનિયરો, વકીલો, વેપારીઓ બધાએ જ પોતાના ક્ષેત્રમાં પોતાની જવાબદારી અમાનતદારીપૂર્વક નિભાવવી જોઈએ.
- આર.એસ.એસ.ના લાખો સ્વયંસેવકો અને બામસેફના કાર્યકરો જેવી સાદગી અને પરિશ્રમ કરવો જોઈએ. તેમના મોટા મોટા અધિકારીઓ સાદા લિબાસ અને ભોજન ખાઈ પોતાની જવાબદારી નિભાવે છે.

- મુસ્લિમો પોતાના પ્રશ્નો પોતે જ હલ કરવાની કોશિશ કરે. બધા જ પ્રશ્નોનો હલ રાજકીય પાર્ટીઓ પાસે નથી. અમુક પ્રશ્નો સરકાર અને વિપક્ષથી જરૂર સબંધિત છે, પરંતુ રાજકીય પાર્ટીઓથી સંપૂર્ણ આશા ન રાખે. કારણ કે તે પોતાના સ્વાર્થને પ્રાથમિકતા આપે છે ન કે મુસ્લિમોના પ્રશ્નોને. તથા પોતાના પ્રશ્નો માટે ઈસ્લામનું નામ ન લેવામાં આવે, બલ્કે દેશના સન્માનજનક નાગરિક તરીકેની પોતાની ઓળખ આગળ ધરે.
- ચૂંટણીને જ સઘળા પ્રશ્નોના હલ સ્વરૂપે સમજવામાં ન આવે, બલ્કે સામાજિક અને સાર્વજનિક કામોને પ્રોત્સાહન આપવામાં આવે.
- મુસ્લિમોમાં એકતાનો અભાવ છે. શીયા, સુન્ની અને દેવબંદી-બરેલ્વી બધાએ એકસંપ થઈ પોતાની સફોમાં એકતા સ્થાપવાની કોશિશ કરવી પડશે.
- મુસ્લિમોમાં વિવિધ સંગઠનો, જમાઅતો વધુ સંખ્યામાં ભીડ તો ભેગી કરી લે છે, પરંતુ કાર્યકરોની ટ્રેનીંગ, ડિસીપ્લીન (શિષ્ટ) અને કેડર બનાવવામાં આપણે ઘણા પાછળ છે.
- દેશના બધા જ ગેરમુસ્લિમો આપણા દુશ્મન નથી. માટે તેમની સાથે માનવતાના આધારે સંપર્ક કરવો જોઈએ.
- દીની તથા દુન્યવી શિક્ષણને વધારે વ્યાપક કરવું પડશે.
- નફરત, આતંક અને વૈમનસ્ય ફેલાવનારા પરિબળોના મુકાબલામાં સબ્ર, સંયમ અને ધીરજથી કામ લેવું પડશે. ઉશ્કેરાટમાં આવી જઈ કોઈ ખોટુ પગલું ભરવાથી બચવું જોઈએ. આલિમો તથા વિદ્વાનોથી સલાહ-મશ્વેરો લઈ કોઈ કામ કરવું.
- આપણે એક વ્યવસ્થિત સંગઠન બની રહેવાના નિયમો-આચારો વગેરે શિખવા પડશે.
- રાજકીય મોરચે પણ ઘણી મહેનત અને આચાર-વિચાર પછી કોઈ પગલું ભરવું જોઈએ.

- આપ (સલ.)એ વિવિધ કુટુંબો-કબીલાઓ સાથે જે કરારો કરી મૈત્રી અને સુહાદભર્યુ વાતાવરણ સ્થાપવાની કોશિશો કરી, તે બધાનો ઘણા ચિંતન-મનનથી અભ્યાસ કરી દેશની વિવિધ જ્ઞાતિઓ તથા સમાજો સાથે સબંધો સુમેળ કરવાની અનથક કોશિશો કરવી જોઈએ. વિદ્વાન આલિમોએ આ સબંધે ઉમ્મતને સહીહ માર્ગદર્શન આપવું જોઈએ.
- દલીતો અને સમાજના કચડાયેલા વર્ગોના પ્રશ્નો સમજી તેને હલ કરવામાં તેમના સહભાગી બનવું જોઈએ. કારણ કે ઉચ્ચ વર્ગ તેમને જ મુસ્લિમો વિરૂદ્ધ વાપરી રહ્યો છે.
- ઈખ્લાસ, હિંમત, હિકમત (સમજ) અને અડગતા સાથે કામ કરવાની આપણી બધાની નેમ હોવી જોઈએ.
- કોઈ કૌમની પ્રગતિ અને ચડતી અથવા પડતીનો વધુ પડતો આધાર આ વાત ઉપર છે કે, તે કૌમનો સમય, માલ અને લાયકાત ક્યા કામોમાં વપરાય રહી છે. આ ત્રણેય વસ્તુનો વ્યવસ્થિત, સહીહ અને સમજદારીપૂર્વકનો વપરાશ કોઈ પણ કૌમની પ્રગતિનું કારણ બને છે. અને તેનો સમજ્યા વગર, અવિવેકી રીતે વેડફાટ પડતીનું નિમિત્ત બને છે.
- દેશમાં જ્યારે જ્યારે પણ કચડાયેલા દલીતો અને અછૂત લોકોના હક્કોની માંગણી ઉઠી છે અથવા એમના હક્કો સબંધિત કોઈ ચળવળ જન્મ લે છે કે તરત જ ઘણી જ હોશિયારીથી દેશમાં કોઈ નવો એજન્ડો મૂકવામાં આવે છે અને લોકોનું ધ્યાન બીજી તરફ ફેરવી દેવામાં આવે છે. ૧૯૮૯માં તત્કાલિન વડાપ્રધાન વી.પી.સીંઘે મંડલ કમીશનની ભલામણ લાગુ પાડવાનું એલાન કર્યું અને એવું લાગવા માંડ્યું કે, દેશના રાજકારણમાં ધર્મની જગ્યાએ જ્ઞાતિ અને જાતિવાદનો પ્રશ્ન ઉપસ્થિત થશે, તો તરત જ અડવાણીએ રામમંદિરની ચળવળ હેઠળ દેશમાં નવુ આંદોલન છેડી દીધું અને કોંગ્રેસે તેને સાથ આપ્યો. એ જ પ્રમાણે ૨૦૧૧માં વસ્તીગણત્રીમાં દલીતો (શિડ્યુલકાસ્ટ અને શિડ્યુલ

ટ્રાઈલ)ના નામો સાથે જ્ઞાતિ ઉમેરવા માટે બેકવર્ડ ક્લાસ તરફથી માંગણી કરવામાં આવી તો અન્ના હઝારેના આંદોલન મારફતે તેને ભૂલાવી દેવામાં આવ્યું. જેમાં બ્રાહ્મણવાદી મીડિયાએ ખાસ ભાગ ભજવ્યો. આ પ્લાન મુસ્લિમોએ સમજી કોઈ પગલું ભરવું જોઈએ.

- મુસ્લિમોએ એક એવી સંસ્થા સ્થાપવી જોઈએ, જે રાષ્ટ્ર તથા રાજ્ય સ્તરે પ્રાયમરીથી લઈ યુનિવર્સિટી લેવલ સુધી અભ્યાસક્રમ પર નજર રાખે, સરકારી સૂચનાઓ પર ધ્યાન રાખે, તેમાં જો કંઈ વાંધાજનક લાગે તો શિક્ષણખાતાના સંપર્કમાં રહી તેને જાણ કરે, માહિતી દોષ હોય તો તેમાં સુધારો કરાવે, લાગતા-વળગતા અધિકારીઓ, રાજ-કારણીઓ સુધી આ બધી માહિતીઓ મોકલાવે, મીડિયાને માહિતગાર કરે. વિવિધ મુસ્લિમ સંગઠનો જો આવી સંસ્થા સ્થાપવા સફળ થાય અને પોતાનો વિરોધ નોંધાવે તો આશા છે કે, આપણે ફાસીસ્ટ પરિબળોનો મુકાબલો કરી શકીશું. આ સમયની માંગ છે. જો આના પ્રતિ ધ્યાન નહીં આપીશું, તો એનું નુકસાન એટલું મોટું તથા તેની અસર એટલી દૂરગામી હશે કે તેની ભરપાઈ શક્ય નહીં હશે.
- તેઓ વધારેમાં વધારે છોકરીઓની ખાનગી સ્કૂલો, કોલેજો સ્થાપે. જેથી સરકારી શિક્ષણ સંસ્થાઓના ‘‘ધાર્મિક આતંકવાદ’’ તથા ‘‘બહુ લાઓ’’થી સુરક્ષિત રહી શકે.
- અભ્યાસક્રમમાં થયેલું વિષયુક્ત પરિવર્તન અને નવો ઈતિહાસ લખવાની કોશિશનો પૂરી શક્તિથી મુકાબલો કરીએ. અને સરકારી સ્કૂલોમાં ‘વંદે માતરમ્’ના માત્ર ફરજિયાતપણાંનો જ વિરોધ નહીં કરીએ, બલ્કે દેશની સેક્યુલર ભૂમિકા અને બંધારણીય અધિકારોની પશ્ચાદભૂમાં એ વાતની ઝુંબેશ ચલાવીએ કે કોઈ પણ ધાર્મિક કવિતા સ્કૂલોમાં ગાવામાં જ ન આવે.
- ગામડે-ગામડે, વસ્તીએ-વસ્તીએ દીની તઅલીમના પાર્ટટાઈમ તથા ફુલટાઈમ કેન્દ્રો (મક્તબ) સ્થાપે. એ વાતની વ્યવસ્થા કરે કે કોઈ

મુસલમાન બાળક દીનની બુન્યાદી તઅલીમથી અજ્ઞાત ન રહે. તેમજ મુસલમાન પોતાના સંચાલન હેઠળની સ્કૂલોમાં પાયાના ધાર્મિક શિક્ષણની વ્યવસ્થા કરે અને વિદ્યાર્થીઓ, વિદ્યાર્થીનીઓને ઈસ્લામી સંસ્કૃતિથી નજીક લાવીએ.

- દીની મદ્રસાઓ આજે આપણાં દેશમાં ઈસ્લામી મૂલ્યોની સુરક્ષા અને ઈસ્લામ વિરૂદ્ધ ફિત્નાઓના મુકાબલા માટેના સૌથી મોટા કેન્દ્રો છે. તેમને બળ પુરૂ પાડીએ અને તેમની ઉપર આંચ ન આવવા દઈએ.
- પોતાના બાળકોના દિલોમાં શિર્ક (અનેક દેવવાદ)ની નફરત બેસાડે અને એકદેવવાદ (તૌહીદ)ની માન્યતાને તેમના દિલો-દિમાગમાં સારી રીતે ઉતારે.
- નવી પેઢીને વ્યવસ્થિત રીતે મુસ્લિમોની ધાર્મિક, સાંસ્કૃતિક, સાહિત્યિક, રાજકીય ઈતિહાસથી માહિતગાર કરે. ભારતનો સાચો, તથ્ય આધારિત ઈતિહાસ તેઓને ભણાવે. જેથી મુસ્લિમ બાળકો લઘુતાગ્રંથીથી ન પીડાય અને તે એમ કહેવાની સ્થિતિમાં હોય કે અમે ભારતને લૂંટ્યું નથી, બલ્કે તેને શણગાર્યું છે અને તેને ઘણું બધુ આપ્યું છે.
- દેશબાંધવોમાં શિક્ષિત, ગંભીર તથા સાદા મનના લોકોને વ્યક્તિગત તથા સામૂહિક સ્તરે, મૌખિક તથા લેખિત સ્વરૂપે દર્શાવીએ કે વંદે માતરમ્ અને તેના જેવી ઈસ્લામ વિરોધી બાબતોની મુસ્લિમોથી માંગણી કરવી જાણે કે તેમનાથી તેમનો ધર્મ છોડવાની માંગણી કરવી છે.

જો આપણે હમણાં આ મુદ્દા પ્રતિ ધ્યાન ન આપ્યું, તો ખબર નહીં ભવિષ્યનું ભૂગોળ શું હશે ? બુલબુલના નસીબમાં આજે પણ શાંત ખૂણો નથી, કારણ કે શિકારી આજે પણ ટાંપીને બેઠો છે.

**ગોશાએ અમન નહીં આજ ભી બુલબુલકો નસીબ**
**ચશ્મે સય્યાદ બહરસૂ નિગરાં આજ ભી હૈ**

- બિનમુસ્લિમો સમક્ષ ઈસ્લામના પરિચયની તક સાંપડે તો તેનો ઉપયોગ

કરે, તેને વેડફી નાંખવામા ન આવે. આપણી પાસે એક સાહજિક અને નેચરલી તથા પ્રેકટીકલ ધર્મ છે, એ આપણી સૌથી મોટી તાકત છે. કુર્આન જેવો અજોડ ગ્રંથ છે, નબી (સલ.)નું આકર્ષક જીવનચરિત્ર છે તથા ઈસ્લામની વ્યવહારુ શીખામણો (તાલીમ) છે. જેને તટસ્થતાપૂર્વક વાંચવામાં આવે તો પ્રભાવ નાંખ્યા વગર નથી રહેતી. વાસ્તવમાં આવુ બન્યુ પણ છે. તેણે વિશ્વના વિશાળ ક્ષેત્રફળ ઉપર પથરાયેલ અનેક સુસભ્ય માનવ સમુહોને પોતાની તરફ આકર્ષયા છે, અને આખે આખા રાષ્ટ્રો (જે સદીઓ જુની વિભિન્ન સંસ્કૃતિ, દર્શન તથા સત્તા ધરાવતા હતા) ઈસ્લામનાં વર્તુળમાં સમાય ગયા છે, બલકે તેના પ્રચારક પણ બન્યા છે.

આ એક કડવી વાસ્તવિકતા છે કે, મુસ્લિમોએ આ દેશમાં પોતાની દઅવતની જવાબદારી નિભાવવામાં બહુ કચાશ રાખી છે. અને તેનો તેમને અહેસાસ પણ નથી. પરિણામસ્વરૂપે અહીંના બિનમુસ્લિમો ઈસ્લામની કેટલીક દૈનિક ક્રિયાઓ (દા.ત. અઝાન, નમાઝ) વિશે પણ એવા પ્રશ્નો પૂછે છે. તેમની ઉપર હસવાના બદલે આપણી બેદરકારી ઉપર રડવું જોઈએ. અનુમાન ન કરી શકાય એટલી હદ સુધી તેઓ તેના અર્થો-ભાવાર્થોથી નાવાકેફ છે. જે લોકો અવારનવાર પ્રવાસ કરે છે, અથવા જે લોકોને બિનમુસ્લિમો સાથે કોઈ પણ કારણોસર વધારે મળવાનું થાય છે, તેમને આવા ઘણા અનુભવો થાય છે. આવી ગેરસમજો દૂર કરવા માટે હિન્દી, (ગુજરાતી) પ્રાદેશિક ભાષાઓ તથા અંગ્રેજીમાં ઈસ્લામનો પરિચય કરાવતી પુસ્તિકાઓથી કામ પાર પાડવું જોઈએ.

- આ બધાની સાથોસાથ આ દેશ જેમાં સદીઓથી મુસ્લિમો રહેતા આવ્યા છે (અને દેખીતી રીતે તેઓને આ જ દેશમાં રહેવાનું છે) તેમાં માનવીય દ્રષ્ટિબિંદુ મુજબ એકતા તેમજ સાથ સહકાર, માનવજાત પ્રત્યે પ્રેમ અને માનવજાતની જાન, માલ, ઈજ્જત, આબરૂની સુરક્ષાનો પ્રચાર પ્રસાર કરવો જરૂરી છે. આ બધી બાબતો આ દેશની શાંતિ માટેના મૂળભૂત સિધ્ધાંતો છે. જેના વગર આ દેશની પ્રગતિ અને સુખ્યાતિ તો

દૂર, તેની અખંડિતતાની હિફાઝત પણ મુશ્કેલ થઈ જશે.

- અત્યંત આવશ્યક તથા અંતિમ વાત એ કે, આ સમયે પ્રત્યેક ઘરના વડીલે પોતાના સંતાનોને અકાઈદ અઅમાલ તથા અખ્લાકની પોતે જ તાલીમ આપવી જોઈએ. જેમ આપણે બાળકોના ખાવા પીવાની દરકાર લઈએ છીએ. તેમની બીમારીના ઈલાજને જરૂરી સમજીએ છીએ. તેવી જ રીતે બુનિયાદી દીની તઅલીમ પણ જરૂરી સમજે. બલકે વાસ્તવિકતા એ છે કે અકાઈદ તથા અઅમાલની તાઅલીમ તથા તેની મજબૂતીનું કાર્ય તેમની શારીરિક જરૂરિયાત પૂરી પાડવા કરતા પણ વધારે જરૂરી છે. તમે તમારા બાળકની ભૌતિક જરૂરીયાત પ્રતિ ધ્યાન નહી આપો, તેનાથી ખતરનાક બાબત એ છે કે, તેની રૂહાની (આધ્યાત્મિક) જરૂરિયાત પ્રતિ ગાફેલ રહો. કારણ કે દીની તઅલીમ તથા તરબિયત (કેળવણી) અને સાચા ઈસ્લામી અકાઈદનો સબંધ એક અનંત તથા શાશ્વત જીવન (આખિરત)ના સારા નરસા પરિણામ સાથે છે. અને અલ્લાહ તઆલા સાફ શબ્દોમાં ઈર્શાદ ફરમાવે છે કે, ‘‘હે ઈમાનવાળાઓ પોતાને તથા પોતાના ઘરવાળાઓને જહન્નમની આગથી બચાવો.’’ અને એક સહીહ હદીષ શ.માં છે કે, ‘‘તમારામાંથી દરેક વ્યકિત જવાબદાર છે. અને દરેક વ્યકિતને તેની જવાબદારી બાબતે પૂછવામાં આવશે.’’ *(બુખારી શરીફ)* મતલબ કે દરેક વ્યકિતના હાથ નીચે અમુક લોકો હોય છે.

તો આવા તમામ ‘વડીલો’ને તેમના અંતર્ગત (તાબે) સભ્યો સંતાનો, નાના ભાઈ-બહેનો બાબતે પૂછપરછ કરવામાં આવશે. એટલે ઘેર-ઘેર, મસ્જીદે-મસ્જીદે, મહોલ્લે-મહોલ્લે, મકતબે-મકતબે, બાળકોની દીની તઅલીમની વ્યવસ્થા કરવી જોઈએ. અને દરેક પુખ્ત, સમજુ, તથા વડીલ મુસ્લિમે આ જવાબદારી સ્વીકારવી જોઈએ.

- ભારતના મુસ્લિમોની સહનશક્તિ અલ્હમ્દુલિલ્લાહ બહુ પ્રબળ છે. આપણે જીવનની ઘણી તડકી છાંયડી જોઈ છે. પછી તે ૧૯૪૭ની આફત હોય કે ૧૯૯૨ની મુસીબત. કોઈ વિચારી શકતો ન હતો કે

આવા પ્રતિકુળ સંજોગો પછી આ દેશમાં ઈસ્લામ કે મુસ્લિમો કેવી રીતે સુરક્ષિત રહી શકશે. પરંતુ અલ્લાહ તઆલાના ફઝલથી બધું સમુંસુતરૂં પાર પડ્યું. એટલે આપણે માત્ર ભૌતિક સહારાઓ પર નથી નભતાં. હિંમત હારી જવા માટેનું કોઈ કારણ નથી. અલ્લાહ તઆલાની ગેબી મદદ આપણા માટે માર્ગ જરૂર કાઢતી રહેશે.

- મૂળ સમસ્યા એ છે કે, આપણાં મુસ્લિમબંધુઓમાં જ નૈતિક અધઃ પતન ચરમસીમાએ છે. આપણાં પ્રયત્નો બધુ જલ્દી વેરવિખેર થઈ જતા હોય છે. ક્યાં તો ગૈરોના હાથના રમકડાં બની જતા હોય છે. જો ઈખ્લાસ સાથે થોડીક કોશિશ કરવામાં આવે તો ઘણી બધી ઉમ્મીદો જાગી ઉઠશે. અને જો કોઈ પરિણામ નહીં પણ નીકળે તો અલ્લાહ તઆલાના દરબારમાં આપણી ઉપર બેવફાઈનો ડાઘ નહીં હશે.
- સરકાર કોઈની પણ બને, બધી જ સરકારો મુસ્લિમો વિરૂદ્ધ નફરત ફેલાવવામાં કાર્યરત્ રહે છે. આ નફરત સૌથી મોટો ખતરો છે. હવે આ નફરતનો વ્યાપ શહેરી વિસ્તારોથી લઈ ગામડાઓ સુધી વિસ્તરી ચૂક્યો છે. આનો ઉપચાર એ છે કે આપણે સામાન્ય હિંદુ પ્રજા સાથે સંપર્કમાં રહીએ. તેમનો માનવતાના કાર્યોમાં સાથ આપીએ, પરંતુ મુસ્લિમોના ધાર્મિક વર્ગનું બૌધ્ધિક સ્તર એટલું ઉંચું નથી અને ઉચ્ચ શિક્ષિત વર્ગ પોતાની ભૌતિકવાદી માનસિકતામાંથી બહાર નથી આવતો. એટલે વ્યાપક સ્તરે આ કાર્ય પણ નથી થતું. આ કાર્યને સેવાકીય (સ્કૂલ, દવાખાના, હોસ્પિટલ) પ્રવૃત્તિઓ વડે પણ કરી શકાય. સારાંશ કે, હિંદુ-મુસ્લિમોને એકબીજા પર વિશ્વાસ એટલો મજબૂત હોવો જોઈએ કે કોઈ પ્રસાર માધ્યમ વડે તે વિશ્વાસને ખતમ નહીં કરી શકાય.
- સૌથી વધારે ઝેર મીડિયા દ્વારા ફેલાવવામાં આવી રહ્યું છે. કાલ સુધી તેના મુકાબલા માટે સામાન્યજનો પાસે કોઈ હથિયાર ન હતું, પરંતુ હવે એક સમાંતર મીડિયા (Parallel Media) સોશિયલ નેટવર્ક વડે આકાર લઈ ચૂક્યું છે. ક્યારેક સોશિયલ નેટવર્ક પર જે હકીકતો

દર્શાવવામાં આવે છે, તે મુખ્યધારાના મીડિયા (Main Stream Media) કરતાં વધારે અસરકારક પૂરવાર થાય છે. શુક્ર છે કે, આ કાર્ય તરફ આપણાં કેટલાક યુવાનો ધ્યાન આપી રહ્યા છે. કામ બહુ મોટું છે, પરંતુ સાધનો તથા સંવેદનશિલતા અને ઉમ્મતની દાઈ હોવાની હેસિયતમાં કમઝોરી આવી ગઈ છે.

- વર્તમાનકાળનું એક અત્યંત ખતરનાક પાસું એ છે કે, મુસ્લિમોની દરેક મોરચે હારના લીધે તેઓમાં એક એવો વર્ગ ઉભો થઈ ગયો છે, જેણે સંપૂર્ણ શરણાગતિ સ્વીકારી લીધી છે. જેટલો અને જેવો પ્રતિકાર કરવાની શક્યતા તથા શક્તિ છે તેટલો અને તેવો પ્રતિકાર કરવાની પણ તેનામાં હામહિંમત નથી રહી. અહીંથી જ દંભ (નિફાક) ફૂલે-ફાલે છે. બીજી બાજુ અત્યાચારની સાથોસાથ મુસ્લિમો માટે ન્યાયનો દરવાજો બંધ કરી દેવામાં આવ્યો છે, તો કેટલાક યુવાનો હિંસક પ્રતિકારનો માર્ગ અપનાવે છે. આ વલણ મુસ્લિમો માટે બહુ ખતરનાક મુસીબત બની શકે છે. મુસ્લિમોના દુશ્મનો તો ઈચ્છે છે કે, આ વલણ વધુ ફેલાય. મુસ્લિમોના સમજદાર વર્ગે યુવાનોને આ માર્ગે જતાં અટકાવવા જોઈએ. કોઈ યુવાન આઈ.એસ.આઈ.એસ.ને સહકાર આપવા માટે ભારતથી ગયો, એ સારા સમાચાર નથી. એનાથી અમને એવો ભય લાગે છે કે, આ પ્રકારના સમાચારોને આધાર બનાવી ભારતીય મુસ્લિમોને નિશાન બનાવવામાં આવશે. એટલા માટે જરૂર છે કે, આપણે આપણાં યુવાનોનું માનસઘડતર કરીએ. **પહેલી વાત એ કે ભાવનાશીલ બનવાના બદલે વિવેકશીલ બનવામાં આવે.**
- સૌથી અફસોસજનક પાસું એ છે કે, આ મુસીબતો પણ મુસ્લિમોની અંદર અલ્લાહપાક સાથે સબંધ પુનઃસ્થાપિત કરવા માટે નોંધપાત્ર ચિંતા પેદા નથી કરી રહી. આ વિશ્વમાં જે કાંઈ થાય છે, તે અલ્લાહપાકની સર્વ શક્તિ અને હુકમથી થાય છે. દરેક કૌમ ચડતી-પડતીનો ભોગ બનતી રહે છે. પરંતુ અલ્લાહ તઆલા પર ઈમાન લાવનારી કૌમની કિસ્મત (નિયતી) દીન સાથે જોડી દેવામાં આવે છે. જો તે દીન પર અમલ કરશે,

તો તેને સન્માનનીય સ્થાન મળે છે. અને દીનને છોડી દેવાના લીધે તે અપમાનની ગર્તામાં ધકેલાય જાય છે. પુરાવામાં અલ્લાહપાકે કુર્આને કરીમમાં પાછલા પયગમ્બરોની ઉમ્મતોની સત્ય ઘટનાઓ આલેખી છે. ક્યાંક એવું નથી કે આપણી ઉપર આફતોના જે ઓળા ઉતરી રહ્યા છે, તે આપણી બેઅમલી તથા બદઅમલીના કારણે છે ? પરંતુ આપણી અંદર તેને ખત્મ કરવાના કોઈ પ્રયત્નો થતા દેખાતા નથી. જો આપણે નહીં સુધરીશું તો પરિસ્થિતિ સુધરવાની નથી.

- આપણે પ્રત્યેક સંજોગોમાં એકતા જાળવવી પડશે. એકતાનો આદેશ સ્પષ્ટ આદેશ (મન્સૂસ હુકમ) છે. અને દરેક સ્થિતિમાં તેની પર અમલ જરૂરી (વાજિબ) છે. ખાસ કરીને આજનો સમય તો કટોકટીનો સમય છે. જો આજે પણ મુસ્લિમો પોતાના સાંપ્રદાયિક મતભેદોમાં સપડાયેલો રહેશે, તો તેમનો ખાત્મો બોલાય જશે. શરઈ મસ્અલા-ઓમાં મતભેદો હંમેશ રહ્યા છે, અને રહેશે. પરંતુ આ મતભેદને મનભેદમાં હરગિજ પરિવર્તિત નહીં કરવો જોઈએ.
- બદલાયેલી પરિસ્થિતિમાં મુસ્લિમોએ શિક્ષણ તથા હુન્નર ક્ષેત્રે બીજાઓથી આગળ વધવું જોઈએ. સચ્ચર કમિટીની રિપોર્ટ મુજબ મુસ્લિમો દલિતોથી પણ વધારે પછાત થઈ ગયા છે. તેમની સહાય માટે પાછલી સરકારો પણ કંઈ ન કરી શકી અને નવી સરકાર તો ઓર નહીં કરી શકશે, બલ્કે કદાચ માર્ગમાં અવરોધો ઉભા કરશે. એટલે ખુદ મુસ્લિમોએ આ પડકાર ઉપાડી લેવો જોઈએ. મુસલ-માનોએ તૈયારી રાખવી જોઈએ કે, સૂકી રોટલી ખાઈશું, પરંતુ પોતાના બાળકોને પઢાવીશું-ભણાવીશું. બાળકોએ પણ બીજાઓથી આગળ વધવા માટે દરરોજ આઠ-દસ કલાક વાંચન કરવું જોઈએ. પૂર્વગ્રહ ત્યાં કામ કરે છે, જ્યાં તુલના સરખી ક્ષમતા ધરાવતા લોકો વચ્ચે હોય. પરંતુ જ્યારે કોઈ સામાન્ય સ્તરથી ઉંચો થઈ જાય છે, ત્યારે બધા તેને સ્વીકારવા માટે મજબૂર બની જાય છે. ઉચ્ચ શિક્ષણ પણ એક ઢાલ છે. એનાથી એવી સમજદારી પેદા થાય છે, જેનાથી માનવી

શત્રુનો મુકાબલો કરી શકે છે. યહુદીઓએ અમેરિકા ઉપર શિક્ષણથી જ પ્રથમ કબ્ઝો મેળવ્યો. અને આપણા રાષ્ટ્રપ્રમુખ અબુલ્કલામ પણ શિક્ષણને લઈને જ રાષ્ટ્રપ્રમુખ બન્યા.

- આપણે એ પણ નક્કી કરવું પડશે કે, પારિવારિક મામલાઓ સબંધે જે સમસ્યાઓ સર્જાશે, તેને આપણે માત્ર દારૂલકઝા (ઈસ્લામી કોર્ટ)માં જ લઈ જઈશું. અને ત્યાં જ ચૂકાદો આવશે. તે ચૂકાદાને રાજીખુશીથી માથે ચઢાવીશું, અને આપણે કોઈ પણ સંજોગોમાં આપણા કેસો સરકારી અદાલતોમાં નહીં લઈ જઈશું. શક્ય છે કે, કાલે અદાલતોમાં મુસ્લિમ પર્સનલ લો મુજબ ચૂકાદાઓ આપવામાં નહીં આવે.
- વર્તમાનકાળમાં અંગ્રેજી તથા સ્થાનિક ભાષાઓમાં લખનારાની જરૂર છે. જેઓ ઈસ્લામી કાનૂન તેમજ અન્ય કાનૂનોનો તુલનાત્મક અભ્યાસ કરે અને ઈસ્લામી કાનૂનની સત્યતા પૂરવાર કરે. પછી એ લેખો અંગ્રેજી તથા સ્થાનિક ભાષામાં છપાવી પ્રગટ કરવામાં આવે.
- એ હકીકત ધ્યાનમાં રહેવી જોઈએ કે, જીવંત પ્રજા હંમેશ સમસ્યા-ઓનો ભોગ બનતી રહે છે. અને તેનાથી જ તેમની શક્તિ પ્રગટ થાય છે. આ આફત તેમના માટે આશિર્વાદ પૂરવાર થાય છે. અલ્લાહ તઆલાના રસૂલ (સલ.) તથા આપના માનવંત સાથીઓએ મક્કા મુકર્રમહમાં ઘણી મુસીબતોનો સામનો કર્યો, પરંતુ તેઓ અડગ રહ્યા. આ તેમની અડગતાની બરકત હતી કે, મદીનામાં તેઓનું એટલું શક્તિશાળી શાસન સ્થપાયું કે, કોઈ તેને નમાવી નહીં શક્યું. મુસ્લિમો ઈમાન તથા અમલની સાથોસાથ શિક્ષણ તથા વ્યાપારમાં આગળ વધશે તો તેઓ આ દેશ માટે બોજારૂપ નહીં બનશે.
- મુસ્લિમોમાં જે વૈચારિક તથા વ્યવહારિક અધઃપતન થયું છે. તેની સુધારણા તથા સંગઠનના હિસાબથી તેમને સુદૃઢ કરવા એ પણ મુસ્લિમ સમાજની એક મૂળભૂત સેવા છે. તેમજ વિવિધ સંગઠનો, સંસ્થાઓ એક સાથે રહી કામ કરે એ પણ આજના સમયની માંગ છે. ઈસ્લાહ

(સુધારણા)ના પ્રયત્નો મસ્જિદ, મદ્રસા અને ખાનકાહો સુધી સીમિત રહે છે. આ પ્રયાસોનું વિસ્તરણ કરી એવા મુસ્લિમો સુધી પણ પહોંચાડવું જોઈએ, જેઓનો કોઈ સબંધ મસ્જિદ, મદ્રસા તથા ખાનકાહ સાથે નથી, તો એ વધારે લાભકારી નીવડશે. આંશિક ખામીઓના બદલે મોટી મોટી રૂહાની બીમારીના ઉપચાર તરફ ધ્યાન આપવું જોઈએ. જે અનેક બીમારીઓનું કારણરૂપ છે. દા.ત. મૌતનો ડર, દુનિયાની મુહબ્બત અને યુરોપિય સંસ્કૃતિથી લગાવ વગેરે.

ઈમામ માલિક (રહ.)એ ફરમાવ્યું હતું કે, પાછલા કાળના મુસ્લિમ સમાજની સુધારણા તે જ નિયમો વડે થશે, જે નિયમો વડે તેના પ્રથમ કાળના મુસ્લિમ સમાજની સુધારણા થઈ હતી. સહાબાએ કિરામ (આપ સલ.ના માનવંત સાથીઓ)ના જીવનમાં જે સદ્‌ગુણો હતા અને જેના આધારે તેઓએ લગાતાર સફળતાઓ મેળવી, જો એ સદ્‌ગુણો આપણી અંદર પણ વિકસે તો આપણે બન્ને લોક (જહાં)માં સફળતા પ્રાપ્ત કરીશું.

- મુસલમાન પોતાની ધાર્મિક ઓળખને મજબૂતીથી પકડી રાખે. એ માટે કુરબાની આપવાની હિંમત રાખે એ જરૂરી છે. વર્તમાનમાં અમુક સ્ટેટસ ગણાતી, પણ વાસ્તવિક રીતે બેકાર અમુક વસ્તુઓ એવી છે, જે આપણી ઈસ્લામી ઓળખ માટે ખતરો બની શકે છે. જેમકે અમુક પોશ વિસ્તારોમાં બંગલો લઈને રહેવું. આમ કરવાથી આખું ઘર, બાળકો અને સ્ત્રીઓ સહિત મસ્જિદ, મદ્રસાથી દૂર થઈ જાય છે. અમુક વિશેષ સ્કૂલો, ટ્યુશન ક્લાસ, ક્લબ કે ગૃપની મેમ્બરશીપ. જેમાં ઈસ્લામ વિરોધી શરતોનો સ્વીકાર કરવો પડતો હોય છે.

- છૂટાછવાયા ગરીબ મુસલમાનો સાથે સંપર્કમાં રહેવું જરૂરી છે. આ સંપર્ક વ્યક્તિગત રીતે પણ રાખી શકાય છે. એટલે કે આવા મુસલ-માનોની આપણને ખબર હોય તો એમની પાસે કામ કરાવવું, નોકરીએ રાખવા, વગેરે રીતે. અને મુસ્લિમ સંસ્થાઓ પણ એમની જાણકારી મેળવીને એમને સમાજ અને ધર્મના મુખ્ય પ્રવાહમાં જોડી રાખે.

- આજકાલ ઉચ્ચ શિક્ષણની રાહમાં વિશેષ કરીને નારી શિક્ષણમાં ધર્મ ઈસ્લામ અવરોધ નથી બનતો, એમ કહીને એવું જતાવવામાં આવે છે કે ધર્મની મર્યાદાઓ છોડીને પણ ઉચ્ચ શિક્ષણ પ્રાપ્ત કરવું જ જોઈએ. અને પછી આ ઉચ્ચ શિક્ષણ થકી જ આપણા શિક્ષિત યુવાનો હિંદુ યુવતીઓ સાથે અને શિક્ષિત મુસ્લિમ યુવતીઓ હિંદુ યુવાનો સાથે જીવન માંડે છે. માટે જીવનના કોઈ પણ સ્તરે આપણે હોઈએ, ધાર્મિક મર્યાદા અને ઓળખ જાળવી રાખવી જરૂરી છે. એ છે તો જ આપણે મુસલમાન છીએ.
- મુસલમાનો એમની દરેક પ્રવૃત્તિમાં હિંમતભેર પ્રવૃત્ત રહે. જેમ કે મકાતિબ, મસાજિદ, તબ્લીગી જમાઅત, દીની-દુન્યવી ઉચ્ચ શિક્ષણ, આર્થિક અને વાણિજ્ય ગતિવિધિઓ. અને આ બધામાં ઈસ્લામ અને મુસલમાનોના હિતને આગળ રાખે. વ્યક્તિગત હિત આડે આવતું હોય તો એને કુરબાન કરે, સમાજ અને ધર્મનું નુકસાન ન કરે.
- દેશમાં એમ તો મુસ્લિમોએ શિક્ષણ તથા સેવા સબંધી ઘણી સંસ્થાઓ સ્થાપી છે. પરંતુ હજુ એક એવી સંસ્થા કે મંડળની આવશ્યકતા બાકી રહે છે, જે વિવિધ ક્ષેત્રે એ લોકોને નૈતિક બળ પુરું પાડે, જેઓ હામ ગુમાવી બેસેલા છે, તથા ઉત્સાહ મંદ પડી જવાના કારણે મુકાબલામાંથી ખસી ગયેલા છે. કાંઈ કેટલાય મુસ્લિમ વિદ્યાર્થીઓ છે, જેઓ સાતમાં ધોરણ સુધી તો ભણે છે, પરંતુ દસમાં સુધી આવતા આવતા હાંફી જાય છે. કાંઈ કેટલાય વ્યાપારીઓ છે, જેઓ આ ક્ષેત્રમાં પ્રવેશે છે. પરંતુ ગમે તે કારણોસર હંમેશ માટે વ્યાપારક્ષેત્રને તેઓ તિલાંજલિ આપી દે છે. આ જ સ્થિતિ પ્રત્યેક ક્ષેત્રની છે. જરૂરત એ વાતની છે આવા લોકોને પ્રોત્સાહન આપવામાં આવે. અને તેઓને પોતપોતાની સફર જારી રાખવા માટે રાજી કરવામાં આવે. તેઓને એ અનુભવ બતાવવામાં આવે કે અમુક વિદ્યાર્થી બોર્ડની પરીક્ષામાં નાપાસ થઈ ગયા, પરંતુ ત્યાર પછી સતત તથા હિંમતભેર પ્રયત્નના કારણે તેમણે ઝળહળતી

સફળતા મેળવી. વ્યાપારી ખોટના કારણે દેવાળું ફૂંકયું હતું પરંતુ સાહસિક બની પરિશ્રમ કરતા રહ્યા તો તેઓ બેઠા થયા.

આમ, મુસ્લિમોને પરાજય તથા અવિશ્વાસથી કાઢીને આત્મ-વિશ્વાસથી છલોછલ બનાવવામાં આવે તો જ તેઓ સફળતાને વરશે. કારણ કે પરાજિત માનસિકતા તથા નાહિંમત બની કોઈ કોમ આગળ વધી શકે એમ નથી.

- પ્રવાસ દરમિયાન જે બિનમુસ્લિમો સાથે હોય, તેમની સાથે નરમીથી વાત કરો, તેમની સાથે સારો વ્યવહાર કરો, કોઈ સ્ત્રી કે વયોવૃદ્ધ માણસ આવી જાય તો પોતે સંકોચાઈ જઈ અથવા ઉઠી જઈ તેમને બેસવાની જગ્યા આપો, કોઈને પાણી જોઈએ તો પાણી આપો, બિનમુસ્લિમ ગરીબોની મદદ કરો, મહોલ્લામાં કોઈ બિનમુસ્લિમ બીમાર હોય તો તેની ખબરઅંતર પૂછવા જાઓ. ગરીબ હોય તો ઈલાજ માટે સહાય કરી દો, બિનમુસ્લિમ ભાઈને ત્યાં શાદી હોય કે બાળક અવતરે તો જઈને મુબારકબાદી પાઠવો, કોઈને ત્યાં કોઈનું અવસાન થઈ જાય તો ખરખરે જઈ આવો, હોસ્પિટલોમાં જઈ બીમાર બિનમુસ્લિમ ભાઈઓને ફળફળાદિ આપો. જો તમે ડોક્ટર હોય તો તેમની અંદર જે ગરીબ લોકો છે તેમની વિનામૂલ્યે સારવાર કરી આપો. જો તમે વ્યાપારી હોય તો બિનમુસ્લિમ ગ્રાહકો સાથે સન્માનપૂર્વક વર્તન કરો.
- જો પોતાની ગેરસમજ કે દ્વેષના કારણે ધાર્મિક લાગણી દુભાવનારા પ્રશ્નો કરે તો ઉશ્કેરાયા વગર શાંતિપૂર્વક તેમના પ્રશ્નોના ઉત્તરો આપો. જો કોઈ મુસ્લિમ અને બિનમુસ્લિમ વચ્ચે કોઈ મામલે વિવાદ થાય તો મુસલમાનની ખોટી તરફેણ ન કરે, બલ્કે ન્યાયોચિત વાત કરે. તેમની ધાર્મિક લાગણી ન દુભાવે. તેમના દેવી-દેવતાઓ વિશે ખરાબ વાતો ન કરે. આપના પાડોશમાં જે બિનમુસ્લિમો રહે છે, તેઓની સાથે પોતાના જાન-માલની જેમ તેમની જાન-માલને અને પોતાની ઈઝઝત-આબરૂની જેમ તેમની ઈઝઝત-આબરૂની પણ રક્ષા કરે.

## અલ્લાહપાકને રાજી રાખો :

ઈતિહાસ સાક્ષી આપે છે કે, જે કૌમ-પ્રજા બીજાઓની ખુશી માટે પોતાની સંસ્કૃતિ છોડી દે છે, તે પોતાની ઓળખ ગુમાવી બેસે છે. પછી ભલેને તે ગમે તેટલી પણ પ્રાચીન તથા વિખ્યાત કેમ ન હોય.

હઝરત મુઆવિયહ (રદી.)એ ઉમ્મુલ મુઅમિનીન હઝરત આયશા (રદી.)ને લખ્યું કે, તમે મને કોઈ ટૂંકી નસીહત (બોધવચન) લખીને મોકલો. હઝરત આયશા (રદી.)એ લખ્યું : **'સલામુન અલયક'** (તમારી ઉપર સલામતી હોવ). મેં અલ્લાહપાકના રસૂલ (સલ.)ને કહેતા સાંભળ્યા છે કે, જે શખ્સ અલ્લાહપાકને રાજી કરવા માટે લોકોની નારાજગી વહોરશે, અલ્લાહ તઆલા તેને લોકોની શરારતથી સુરક્ષિત રાખશે. અને જે માણસ લોકોને રાજી કરવા માટે અલ્લાહપાકને નારાજ કરશે, અલ્લાહપાક તેનો મામલો લોકો પર છોડી દેશે. (અર્થાત્ તેની સહાય તથા સુરક્ષા નહીં કરશે.) સલામુન અલયક. *(તિરમિઝી, મિશ્કાત : ૪૩૫)*

એક મુઅમિન માટે વિશ્વ આખાથી મૂલ્યવાન જો કોઈ વસ્તુ હોય શકે છે, તો તે અલ્લાહપાકની રઝા (ખુશી) છે. જે દરેક પ્રકારની સફળતાની ચાવી છે. જે માણસને ખુદાપાકની ખુશી મળી જાય, તેની નજરમાં પછી કોઈપણ વસ્તુની કોઈ હેસિયત (મૂલ્ય) નહીં રહે.

આજકાલ આવું ખુલ્લમખુલ્લા થઈ રહ્યુ છે કે, લોકોને ખુશ કરવા માટે શરીઅત વિરૂદ્ધ કામો કરવામાં આવે છે. મુસ્લિમોએ પોતાના જેવા માનવીઓની ખુશીને જીવનનો હેતુ બનાવી લીધો છે. કોઈ આધુનિક સંસ્કૃતિના હિમાયતીઓને રાજી કરવા માટે ઈસ્લામી સભ્યતા પર હુમલો કરે છે, તો કોઈ પોતાને બિનસાંપ્રદાયિક સાબિત કરવા માટે ઈસ્લામી શરીઅત પ્રત્યે વિરોધ દર્શાવે છે, તો કોઈ પોતાને ઉચ્ચ પશ્ચિમી સમાજનો સભ્ય પુરવાર કરવા માટે ઈસ્લામી શિક્ષાઓને જૂનવાણી કહીને અવ્યવહારુ ઠરાવે છે. ઈતિહાસ સાક્ષી પૂરે છે કે, જે કૌમ-પ્રજા બીજાઓની ખુશી માટે પોતાની સંસ્કૃતિ છોડી દે છે, તે પોતાની ઓળખ ગુમાવી બેસે છે. ભલેને

તે ગમે તેટલી પણ પ્રાચીન તથા વિખ્યાત કેમ ન હોય.

જો મુસ્લિમ સમાજમાં અન્યોના રીતરિવાજો અપનાવવાનો ઝોક આવી જ રીતે વધતો રહેશે, અને તેની પર રોકટોક કરવામાં નહીં આવી, તો લોકો ધીમે ધીમે ઈસ્લામી મૂલ્યો તથા પરંપરાઓથી અજાણ થતા જશે. અને નવી પેઢી સંપૂર્ણપણે ઈસ્લામી સભ્યતાથી નાવાકેફ થઈને રહી જશે. જેવી રીતે સ્પેનના ઈતિહાસનો અભ્યાસ અને ત્યાંની વર્તમાન મુસ્લિમ પેઢીની જીવનશૈલીથી જણાય આવે છે. તેમના વડવાઓએ ગૈરમુસ્લિમો સાથે ઉદારતાનો ઢોંગ કરી તેમને ખુશ કરવા માટે ખુદાઈ આદેશો તોડવામાં કોઈ દ્વિધા અનુભવી ન હતી. પરિણામસ્વરૂપ આવનારી પેઢી માત્ર નામની મુસલમાન રહી ગઈ. તેમના જીવનમાં ઈસ્લામની રોશન શિક્ષાઓની કોઈ ઝલક દેખાતી નથી.

મિત્રો ! શું ખુદાપાક સિવાય કોઈ ઈઝઝત આપી શકે છે ? શું તેના સિવાય કોઈ અપમાન-રૂસ્વાઈથી બચાવી શકે છે ? શું બીમારને તેના સિવાય કોઈ સાજો કરી શકે છે ? સાચી વાત તો એ છે કે, માનવીના જીવનની દરેક જરૂરિયાતો અલ્લાહપાક સિવાય કોઈ પૂરી નથી કરી શકતો. અને તેના સિવાય કોઈ પણ સંકટ સમયની સાંકળ નથી બની શકતો. તો પછી એવા માણસનો અંજામ ચોક્કસ જ અત્યંત ભયાનક હશે, જેને ખુદાપાક પોતાના રહેમ-કરમથી મહરૂમ કરી દે. અને તેનો મામલો લોકોને હવાલે કરી દે. અલ્લાહપાક આપણાં બધાની હિફાઝત ફરમાવે અને જીવનભર પોતાની મરજીના કાર્યો કરવાની નેક તૌફીક અતા ફરમાવે, આમીન.

